# તાલીમે કુરાને મજીદ

રચનાર

મોલવી અનીસ અહમદ સાહબ

બી૦ એ૦

સુપ્રિન્ટેન્ડન્ટ બોટાવાલા યતીમખાના.

રાંદેર જીલ્લા સુરત.

*By*

**Maulvi Anis Ahmad B.A.**

*Rander Dist. Surat.*

છપાવી પ્રસિદ્ધ કર્તા

**અબદુરરહીમ મેનેજર કુતુબખાના**

**સાહેકીયહ**

મુ. રાંદેર જીલ્લે સુરત.

---

સુરત બુરાનપુરી ભાગોળ ઉપર આવેલા શ્રી
અનાવિલ બંધુ પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી
ડાહ્યાભાઈ નાયકે છાપ્યું

---

આફ્રીકાથી ગુમનામ રૂપીઆ મોકલેલા તે
અહલેખૈર તરફથી ભેટ.

## બિસ્મિલ્લાહ હિર્રહેમાન નિર્રહીમ

# મોટો મહેરબાન રહમકર્તા ખુદાના નામથી

**હઝરત ઈમામ મોહંમદ ગઝઝાલી રહમતુલ્લાહ અલયહે પોતાની કિતાબ એહયાએ ઓલુમમાં ફરમાવે છે કેઃ—**

હઝરત હસન બસરી (ર. એ.) નો કોલ છે કે તમોએ કુરાને શરીફને મનઝીલો સમજી છે અને રાતને ઉંટ મુકરર કીધો છે. તમે એના ઉપર સવાર થઈ મનઝીલો કાપો છો, અને જે લોકો તમારા પહેલાં હતાં તેઓ કુરાને મજીદને પોતાના પરવરદીગારના ફરમાન સમજતા હતા, તેઓ રાત્રે એની મતલબ સમજતા હતા અને દીવસે તેના ઉપર અમલ કરતા હતા. હઝરત ઇબ્ને મસઉદે (રદી) ફરમાવ્યું છે કે કુરાન લોકો પર એના લીધે નાઝિલ કરવામાં આવ્યું છે કે તે પ્રમાણે લોકો અમલ કરે. પરંતુ લોકોએ એને પઢવું અને પઢાવવું એજ અમલ સમજી લીધું છે કે એક સખ્સ શરૂથી આખિર સુધી કુરાન પઢી જાય છે અને તે પણ અહીંઆ સુધી કે પઢવા વગર એક હરફ પણ બાકી રહેતો નથી છતા તે પ્રમાણે અમલ થતો નથી.

તવરૈત શરીફમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યુ છે કે ઓ મારો બંદો ! તને શરમ નથી આવતી કે અગર તું રસ્તામાં હોય છે અને કોઈ તારા ભાઈનો કાગળ તને મળે છે તો તું રસ્તા પરથી ખસી જઇને એક ઠેકાણે બેસી જાય છે. તું તે કાગળનો એક એક શબ્દ વાંચીને તેની મતલબ બરાબર ધ્યાનમાં લે છે અને મેં તારા પર મારી કિતાબ ઉતારી છે તો તું જો. મેં તારા માટે કેટલું બધું સમજાવ્યું છે. કેવી રીતે એક એક

વાતને કેટલી વાર બયાન કરી છે. એ બધું એટલા માટે કે તું તેના અર્થ બરાબર અને પુરેપુરી રીતે સમજે. મગર તું તેના તરફથી મોઢું ફેરવે છે. વારૂ, શું હું તારા ભાઇથી પણ હલકો થઇ ગયો કે તું તેનો કાગળ ધ્યાન દઇ વાંચે અને મારી કિતાબ બેપરવાઇથી? ઓ મારો બંદો! અગર તારો ભાઇ તારી પાસે બેસે છે તો તું તેની તરફ ધ્યાન આપી અને કાન દઈ બધું સાંભળે છે અને વચમાં કોઇ બોલી ઉઠે છે અથવા તારે બીજું કામ કરવાનું હોય છે તો તું તેને ઇશારો કરી દે છે અને કહે છે થોભો. “ અને હું તારા તરફ કેવી રીતે મુતવજેહ થાઉં અને તારાથી વાતો કરતો રહું? તું મારી તરફથી મોઢું ફેરવી લે છે. તું શું મારી કદર તારા ભાઈ બરાબર પણ કરતો નથી?”

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી) ફરમાવે છે કે અગર હું સુરએ બકરાહ અને આલે ઇમરાન ગોરથી પઢું અને એમને સમજતો જાઉં તો હું તેને વધારે જાણું છું તેના કરતાં કે આખો કુરાન જલદી પઢી જાઊં. ’

અને એ પણ એમનોજ ઇરશાદ છે કે હું અગર ઇઝાઝુલ્ઝેલત અને અલ્કારેઆ સમજીને પઢું તો હું એનાથી વધારે જાણું કે સુરએ બકરાહ તથા આલે ઇમરાન જલદીથી પઢું. કુરાને મજીદમાં ખુદા તઆલા બધા લોકોને ખિતાબ કરે છે અને કુરાને શરીફ પઢવાવાળો પણ એ લોકોમાંનોજ છે. તે પણ ખિતાબમાં શામિલ છે, તો તેને જાણવું જોઇએ કે તેને ખિતાબ કરવામાં આવ્યો છે. તિલાવત કરવાવાળો જ્યારે પોતાને મુખાતિબ સમજે તો તેને ફકત જલદી જલદી પઢી જવું ન જોઇએ, બલકે તેને એવી રીતે પઢવું જોઇએ કે કોઇ નોકર શેઠનો કાગળ વાંચે છે, તેમાં શેઠે લખ્યું છે કે એને સમજી બુજીને એ પ્રમાણે અમલ કરજે. એટલાજ માટે કેટલાક ઓલમાઓએ ફરમાવ્યું છે કે આ કુરાન હમારા રબના તરફથી અહદો પેમાનથી આવેલા છે કે એમને નમાઝોમાં સમજે અને એકાંતમાં એમનાથી વાકેફ થાય

અને તાબેદારીમાં એમના ઉપર અમલ કરે. હઝરત માલિક બીન દીનાર કહ્યા કરતા હતા કે અય કુરાનવાલા ! કુરાને તમારા દિલમાં શું વાવ્યું છે ? કુરાન મોમીનના હકમાં બહાર (વસંત રૂતુ) છે, જેવી રીતે જમીનના હકમાં વરસાદ છે. એનાજ વાસ્તે એક કારી કહે છે કે મેં મારા ઉસ્તાદને એકવાર કુરાન સંભળાવ્યું. બીજી વખત એમને સંભળાવવાને માટે હું એમની ખિદમતમાં ગયો. તો તેમણે મને તોડી પાડયો અને ફરમાવ્યું "મારી સામે પઢવું એજ તેં અમલ ઠેરાવી લીધું છે. જા, ખુદાની આગળ પઢ, અને જો; કે તને શું હુકમ થાય છે અને શું સમજાવે છે. "એનાજ લીધે અસ્હાબોનો શુગલ અમલમાં થતો હતો. હઝરત હુઝેફાની હદીસમાં છે કે જ્યારે આ હઝરત સલ્લલ્લાહો અલયહે વસલ્લમએ ખબર કરી કે પોતાની વફાત બાદ પોતાની ઉમ્મતમાં ઇખ્તિલાફ (મતફેર) પડશે ત્યારે હઝરત હુઝેફાએ હઝરત (સ. અ.)ને અરજ કરી કે, "યા રસુલલ્લાહ ! અગર હું તે વખતમાં હોઉં તો આપ મને તેના વિશે શું હુકમ ફરમાવો છો ? આપે ફરમાવ્યું કલા મુલ્લાહને શીખવું અને તેની ઉપર અમલ કરવો, કારણ કે એમાંજ નજાત છે." તેઓ કહે છે કે મેં ત્રણવાર સવાલ કર્યો, પણ આપે એજ ફરમાવ્યું કે અલ્લાહની કિતાબને શીખવી અને તેમાં જે લખ્યું છે તે પ્રમાણે અમલ કરવો. કારણ કે નજાત એમાંજ રહેલી છે. (અબુ દાઉદ અને નસાઇ કુબરામાં) (હઝરત ઇમામ ગીઝાલીનું બયાન ખલાસ થયું.)

**હઝરત શાહ વલીયુલ્લાહ** (રહ) કુરાનના પોતાના ફારસી તરજુમા "ફતહુર્રહેમાન"ના દીબાચામાં જે લખે છે તેનો ખુલાસો નીચે મુજબ છેઃ—

મુસલમાનોએ જાણવું જોઇએ કે તેઓએ પુરસદની વખતે હલકામાં (ગોળાકાર) બેસવું જોઇએ અને જે સખ્સ કુરાન શરીફનો તરજુમો પઢી શકે અને થોડી તફસીર પણ જાણતો હોય અથવા કોઇની પાસે તરજુમો શીખ્યો હોય તે શખ્સે જ્યારે જ્યારે વખત

મળે ત્યારે ત્યારે કુરાને શરીફને તરજુમા સાથે પઢવો જોઇએ. એવી રીતે બધા સાંભળશે અને કુરાને શરીફને સમજી શકશે. અને એવીજ રીતે તેઓએ સહાબાએ કિરામની સાથે મુશાબિહત પેદા કરવી જોઇએ. તેઓ હલકામાં બેસતા હતા અને કુરાને શરીફને સાંભળતા હતા. ફરક એટલોજ છે કે હઝરત સહાબાએ કિરામ પોતાની માદરી ઝબાનને લીધે કુરાન ખુદ સમજી શકતા હતા. અહીંઆના મુસલમાન તરજુમાની મદદથી કુરાને શરીફ સમજી શકશે. જેવી રીતે લોકો મસનવીએ મૌલાના જલાલુદ્દીન, ગુલિસ્તાને શેખ શઅદી, મન્તિકુત્તૈર શેખ ફરીદુદ્દીન અત્તાર, કસસે ફારાબી, નફહાતે મૌલાના અબ્દુર્રેહમાન, વગેરે વગેરે એવી બીજી કિતાબો પઢે છે. એવીજ રીતે કુરાને શરીફનો તરજુમો પણ પઢી શકે છે અને સમજી શકે છે. અગર તે કિતાબો અવલીયા અલ્લાહના કલામ છે તો કુરાને મજીદ ખુદ અલ્લાહ તઆલાના કલામ છે. અગર તેમાં હુકમાનો વઅઝ છે તો કુરાન અહકમુ લ્હાકેમીનનો ફરમાન છે. અગર ઈન્સાફની નજરે જોવા જાય તો કુરાને શરીફને નાઝિલ કરવું ફકત તેના હરફો પઢવાને માટે નહિ, બલ્કે કુરાને મજીદની હિદાયત પ્રમાણે ચાલવું છે. અલબત, હરફ પઢવા પણ ગનીમત છે. પણ તે શખ્સનો કેવો ઇસલામ છે કે, જે ખાસ કુરાને મજીદને ન સમજી શકે ! તેની પાસે એવી શું અડચણ છે કે, જે કુરાને મજીદને સમજવું તેની આડે આવે છે. કુરાન અલ્લાહ તઆલાએ એના લીધે પોતાના બંદાઓ ઉપર નાઝિલ ફરમાવ્યો છે કે ખુદાની મરજી અને નામરજીને જાણે, નફસના મક્ર, બુરા આમાલની તારીકીઓ અને ખરાબ અખ્લાકથી નજાત હાસિલ કરે."

હઝરત શાહ અબ્દુલકાદિર ( રહે ) કુરાનના પોતાના ઉર્દૂ તરજુમા 'મુઝેહુલ કુરાન'ના દીબાચામાં ફરમાવે છેઃ—

"મુસલમાનને લાઝિમ છે કે તે પોતાના રબને ઓળખે, તેની સિફાત જાણે, તેના હુકમ માલુમ કરે અને તેની ખુશીની

અને નાખુશીની તહકીક કરે. કારણ કે એના સિવાય બંદગી નથી અને જે બંદગી બજા ન લાવે તે બંદો બંદો નથી, અને અલ્લાહ સુબ્હાનહુની પહેચાન બતાવવાથી થાય છે, કારણ કે આદમી બધી ચીજો શીખાડવાથી શીખે છે અને બતાવવા વાળાઓ ગમે તેટલી તકરીર કરે, પણ તે એની બરાબર નથી કે અલ્લાહ પોતે બતાવે એના કલામમાં જે હિદાયત છે તે બીજામાં નથી, પણ કલામ એનો અરબી ઝબાનમાં છે અને હિંદુસ્તાનવાળા એને સમજી શકતા નથી તેથી આ બંદો આજીઝ.

અબ્દુલ કાદિરને ખ્યાલ આવ્યો કે જેવી રીતે પોતાના વાલિદ બુઝર્ગવાર હઝરત શેખ વલીયુલ્લાહ બિન અબ્દુર્રહીમ મોહદ્દિસ દેહલવી ફારસી તરજુમો આસાન કરી ગયા છે તેવી રીતે હવે કુરાને શરીફનો તરજુમો હિંદીમાં કરે.

## કિતાબ તકવિયતુલ ઈમાનમાં છે.

આ ઝમાનામાં લોકો દીનની વાતોમાં કેટલાક માર્ગે ચાલે છે. કોઈ પૂર્વજોની રસમો પકડે છે, કોઇ બુજરૂગોના કિસ્સાઓને જુએ છે, અને આજે સામાન્ય લોકોમાં મશહુર છે કે અલ્લાહ અને રસૂલનું કલામ સમજવું ઘણું મુશ્કેલ છે તેને માટે ઘણો ઈલમ જોઇએ અમને તે શક્તિ કયાં કે તેમની વાતો સમજીએ અને તે માર્ગ ઉપર ચાલવું મોટા બુજરૂગોનું કામ છે. તો અમારી શી શક્તિ કે અમો તેમની માફક ચાલીએ ! અમને આજ વાતો બસ કરે છે, તો આ વાત ઘણી ઘણી ગલત છે, કારણ કે અલ્લાહે ફરમાવ્યું છે કે, કુરઆન મજીદમાં વાતો ઘણી સાફ છે, અને ખુલ્લી છે, તેનું સમજવું કઠણ નથી.

અલ્લાહના અને રસૂલના કલામને સમજવાને ઘણો ઈલમ જોઇતો નથી, કારણ કે પૈગમ્બર તો નાદાનોને રાહ બતાવવા તથા જાહેલોને સમજાવવા અને બેઇલ્મોને ઈલમ શીખવવા આવ્યા હતા. જેમ કે અલ્લાહ તઆલાએ સૂરા જુમઆમાં ફરમાવ્યું છે.

"અલ્લાહ તે છે. જેણે ઉભા કર્યો અનપઢોમાં તેઓ-

**માંથી એક રસૂલને જે તેઓ આગળ તેની આયતો પઢે છે, અને તેઓને પાક કરે છે, અને તેઓને કિતાબ તથા ડહાપણુ (હિકમત) શીખવે છે, અને બેશક તેઓ આથી પહેલાં ખુલ્લી ગુમરાહમાં હતા.** (સૂરા ૬૨: ૨.)

તો જે કોઇ આ આયત સાંભળી ફરી આ કહેવા લાગે કે પૈગમ્બર (સલ)ની વાત આલેમો વગર કોઇ સમજી શકતું નથી અને તેમના માર્ગ ઉપર બુજુરગો સિવાય કોઇ ચાલી શકતું નથી, તો તેણે આ આયતનો નકાર કર્યો. એનું દ્રષ્ટાંત આ છે. જેવો કે એક મોટો હકીમ હોય અને એક ઘણો બીમાર. પછી કોઇ શખસ તે બીમારને કહે કે ફલાણા હકીમની પાસે જા અને તેની ઔષધ લે, અને તે બીમાર આ જવાબ આપે કે તેની પાસે જવું અને તેનો ઈલાજ કરાવવો મોટા મોટા તંદુરૂસ્તોનું કામ છે, મારેથી કેમ બની શકે ? હું તો માંદો છું, તો તે બીમાર ઘણો બેવકુફ છે અને તે હકીમની હીકમતનો નકાર કરે છે, કારણ કે હકીમ તો બીમારોનાજ ઇલાજ માટે છે, જે તંદુરૂસ્તોનોજ ઈલાજ કરે અને તેઓનેજ તેના ઔષધથી લાભ થાય અને માંદાઓને કંઈ લાભ નહિ થાય તો તે હકીમ શાનો ?

કુરાન શરીફમાં ઘણી જગ્યાએ ઘણી આયતોમાં આ હુકમ છે કે, કુરાનનો તરજુમો સમજવો જરૂરી છે, તેથી અમો એ બાબત વિષે થોડી આયતોનો તરજુમો નીચે મુજબ રજુ કરીએ છીએ:—

' અને હમોએ લોકો નસીહત પકડે તેને લીધે કુરાનને આસાન કરી દીધો છે, તો કોઈ છે કે નસીહત પકડે."

"(લોકો) હમોએ તમારી તરફ (એ કુરાન એવી ) કિતાબ ઉતારી છે જેમાં તમારો ઝિકર છે શું ત્યારે પણ તમે સમજતા નથી."

"અને અમોએ લોકોને સમજાવવાને માટે કુરાનમાં બધી જાતની મિસાલો બ્યાન કીધી છે જેથી લોકો નસીહત પકડે. તેમને કિસ્સાઓ સંભળાવો જેથી તેઓ ગોર કરે."

"ગોર કરવા વાળાઓ માટે હમો આયતો તફસીલથી બ્યાન કરીએ છીએ."

"(અય પયગંબર બીજા) પયગંબરોનાં જેટલા ભી કિસ્સાઓ તમને કહીએ છીએ તે વડે તમારા દિલને મજબુત કરીએ છીએ અને આ કિસ્સાઓમાં જે હક વાત હતી તે તમારી પાસે પહોંચી ( એ સિવાય એનામાં ) અને મુસલમાનોને માટે નસીહત અને યાદ દેવડાવનાર ભી છે. કુરાનને આહિસ્તા આહિસ્તા પઢયા કરો."

"શું એ લોકોએ અમારા આ ઇરશાદ ( એટલે કુરાન )માં ગૌરજ નથી કીધા."

"અને વળી તે લોકો કે જ્યારે તેમને તેમના પરવરદીગારની આયતો સંભળાવી સંભળાવીને નસીહત કરે તો તેઓએ આંધળા અને બહેરા થવું ન જોઇએ."

"અય પેગંબર એ કુરાન મોટી બરકતવાળી કિતાબ છે, જે અમોએ તમારી તરફ ઉતારી છે. જેથી કરીને લોકો એની આયતો પર ગોર કરે અને જેઓ અક્કલવાળા છે તેઓ એમની મતલબથી નસીહત પકડે."

"હમોએ એના સારૂ સલીસ સાદી અરબી ઝબાનનો કુરાન બનાવ્યો છે. જેથી કરીને તમે એને સમજો તેને લીધે અમોએ તમારી ઝબાનમાં એને આસાન કર્યો છે. તેથી તેઓ નસીહત પકડે."

"શું એ લોકો કુરાનના મતલબ નથી સમજતા અથવા તો એ લોકોના દિલોપર તાળા લાગેલા છે."

"તો અય પેગંબર કુરાન જે તમારી તરફ નાઝિલ કરવામાં આવ્યો છે તેને બહુ મજબુતથી પકડો એમાં શક નથી કે તમે

સીધા રસ્તાપર છો અને એ કુરાન તમારી કોમ અને તમારા હકમાં નસીહત છે. અને આગળ તમને એ વિષે પુછવામાં આવશે."

કેમકે કુરાને શરીફમાં કુરાને મજીદની મતલબ અને તરજુમો સમજવાને માટે ઘણો જોર દેવામાં આવેલો છે. એનેજ વિષે હઝરત ઇબ્ન મસઉદ (રદી) અને હઝરત ઈબ્ન અબ્બાસની (રદી) રાય (મત) છે:—

આહિસ્તા આહસ્તા પઢવું અને તેનાપર બરાબર વિચાર કરવો. અગરચે આવી રીતે કુરાને શરીફ થોડું પઢાય તો પણ આ કરતાં બહેતર છે કે જલદી પઢે અને વધારે પઢે. કારણ એનું માત્ર એજ છે કે પઢવાનો અર્થ સમજવું અને વિચાર કરવો છે. જેથી કરીને એના પર અમલ થઈ શકે એને પઢવું અને યાદ રાખવું એના અર્થ સુધી પહોંચવાનો વસીલો છે.

પહેલા મીયાનાના કેટલાક લોકો કહી ગયા છે કે કુરાન શરીફ એ કારણથી નાઝિલ કરવામાં આવ્યો છે કે તેના પર અમલ થાય. મગર લોકોએ એની તિલાવતનેજ પાકો અમલ ઠેરાવી લીધો છે. એનાજ લીધે ગુજીસ્તા મીયાનામાં કુરાનના મહાવરા વાળા તે લોકોને ગણવામાં આવતા હતા કે જેઓ કુરાનને પુરે-પુરો સમજતા હતા અને તેનાપર અમલ કરતા હતા. અગરચે એ લોકોને ઝબાની (મોઢે) યાદ ન હતું. લેકીન જે શખ્સે કુરા-નને યાદ કીધો અને એના મતલબ ન સમજ્યો તથા એના પર અમલ ન કીધો તો તે કુરાનના મહાવરો વાળો નથી. અગરચે કુરાનના હરફ એણે તીર જેવા દુરસ્ત કર્યા કેમ ન હોય. શઅ-બાએ કહ્યું છે કે અબુ હમ્ઝાએ અમને ફરમાવ્યું છે મેં (અબુ હમ્ઝા) ઈબ્ને અબ્બાસ (રદી) ને કહ્યું કે હું બહુ ઝડપથી પઢવા વાળો છું. કેટલીક વખત હું એક રાતમાં એક કે બે વાર કુરાન શરીફ ખતમ કરી દઉં છું. ઇબ્ને અબ્બાસે (રદી) કહ્યું કે એવી રીતે કુરાન પઢવા કરતાં મને આહિસ્તાથી એક સુરત પઢવી બહેતર માલુમ પડે છે. અગર તમો જલદીથી એવી રીતે પઢો

કે તમારા કાન બધુ સાંભળે અને તમારા દિલમાં તેની અસર થાય તો તે ખોટું નથી. મતલબ કે તમોએ જે પઢયું તેનાં તમારા દિલપર સિક્કા જમી જાય. ઇબ્ને મસઉદ (રદી) ફરમાવ્યું કે કુરાન શરીફની અજીબ વાતો પર ઠેરી જાઓ અને તે વિષે તમારા દિલને બરાબર સમજાવો. પઢવામાં તમારે હરગિઝ એ મતલબ ન હોવી જોઇએ કે સુરતની આખિર સુધી પઢી જવું.

હઝરત સહાબા કિરામ એક તરફ તો કુરાને મજીદ પર આટલો બધો વિચાર કરતા હતા અને બીજી તરફ તેના ઉપર પુરેપુરો અમલ કરતા હતા. અને અમલ પર એ લોકો એટલા બધા મજબુત હતા કે પહેલાં દસ આયતો પઢતા હતા. અને પછી તેમનાપર અમલ કરતા. પછી બીજી દસ આયતો પઢતા અને તેમના પર અમલ કરતા. તે લોકોએ ફકત પઢવાનું જ મકસદ સમજી લીધું ન હતું. એની ઉપર તફસીર ઇબ્ન કસીર પુ. ૧ લું પાનું ૫ માં લખે છેઃ—

આમશે અબુ વાઇલને કહ્યું છે અને તેઓ ઇબ્ને મસઉદ (રદી)ને કહે છે કે જ્યારે કોઇ શખ્સ હમારામાંથી દસ આયતો પઢી લેતા હતા તો જ્યાં સુધી તે તેઓ સમજતા ન હતા તથા તેમના પર અમલ કરતા ન હતા ત્યાં સુધી તેઓ આગળ વધતા ન હતા. અબુ અબ્દુરેહેમાન સલમાએ ફરમાવ્યું છે કે હમને એ લોકો (જે હમને પઢાવતા હતા) કહ્યું છે કે તેઓ આ હઝરત (સ.અ.)થી શીખતા હતા. અને જ્યારે તે લોકો દસ આયતો શીખી લેતા હતા ત્યારે જ્યાં સુધી તેઓ તેમના પર અમલ ન કરતા આગળ ન વધતા. તેથી કરીને હમોએ કુરાન અને અમલ બંને સાથે શીખ્યા છીએ.

ઉપર જે વર્ણવામાં આવ્યું છે તેનાથી સાફ રોશન થઇ જશે કે કુરાન શરીફનો મતલબ સમજવો કયાં સુધી જરૂરી છે. એનાથી ઉલટું હમો કુરાન શરીફની મતલબ સમજવાને બીલ્કુલ કોશીશ કરતા નથી. અને પોતાના દિલમાં એ ખિયાલ કરીને

આરામ અને સુખચૈનથી બેઠા છીએ કે અમને એ બાબત વિષે કંઇ પણ પુછવામાં આવશે નહિ જે લોકો અરબી ઝબાન જાણે અથવા શીખી શકે છે તે તો કુરાને મજીદને આસાનીથી સમજી શકે છે. પણ જે લોકો અરબી ઝબાન જાણતા નથી અથવા શીખતા નથી તે લોકો તરજુમો અને અરબી ઝબાન જાણનાર અને આલેમો પાસેથી કુરાને મજીદના મતલબ સમજી શકે છે.

હમારી પાસે અગર કોઇ કાગળ, તાર અથવા કોઇ હુકમ અંગ્રેજી ઝબાનમાં લખેલો આવે છે. અને હમો અંગ્રેજી ઝબાન જાણતા હોઈએ તો હમો પોતે વાંચી લઇએ છીએ અગર અંગ્રેજી ન જાણતા હોઇએ તો તેનો તરજુમો પોતાની ઝબાનમાં કરાવીએ છીએ અથવા તેનો મતલબ કોઈ અંગ્રેજી જાણવાવાળા પાસે સમજી લઇએ છીએ અને હમો તદ્દન બેચેન રહીએ છીએ જ્યાં સુધી તે કાગળ, તાર અથવા હુકમનો મતલબ સમજતા નથી અને તેના બધા અર્થ પૂછતા નથી, અને જો શબ્દ પર હમને શક રહી જાય છે તો બીજા માણસ પાસે વંચાવીએ છીએ, ત્યારે અને ત્યારેજ આપણને ચેન પડે છે. અફસોસ અને સદઅફસોસ કે હમે કુરાને મજીદના બારામાં એટલા બધા ગાફિલ છીએ કે એની મતલબ સમજવાને હમો બીલકુલ કોશીશ કરતા નથી એ કેટલે દરજ્જે સુધી બદનસીબી અને બદકિસ્મતીની વાત છે. કુરાનની મતલબ હમે સમજતા નથી છતાં ચેન અને આરામથી બેઠા છીએ, અને હમને કંઇ રંજ અને ફીકર નથી, અગર કોઇ ઓફીસરનો અંગ્રેજી ઝબાનમાં હમને કંઇ હુકમ મળે છે તો જ્યાં સુધી તેના શબ્દેશબ્દનો મતલબ સાંભળી લેતા નથી ત્યાં સુધી ચેન પડતું નથી. પરંતુ અલ્લાહ તઆલાના હુકમ અને ઇરશાદ કુરાને મજીદમાં હમારી પાસે મૌજૂદ છે અને હમો એની તરફ ધીઆન પણ કરતા નથી. એમાં શક નથી કે કુરાને મજીદ એવી કિતાબ છે કે એમાં ઇલમના દરીઆ ભરેલા પડયા છે, અને કોઇ શખ્સ જેટલા હદ સુધી આલા દિમાગ રાખે છે ત્યાં સુધી તે પોતાની

સમજ મુજબ તેમાંથી ઇલ્મ અને હિકમતના મોતી હાંસિલ કરે છે. લેકીન એનાથી એ લાઝિમ નથી કે તરસ્યા અને પ્યાસા આ આબેહયાતથી મહરૂમ રહે. એની મિસાલ નીચે મુજબ છે. આ ઝમાનામાં પાણીને તેની વરાળ બનાવીને ઘણા કામમાં લે છે અને રેલવે ગાડીઓ વગેરે ચલાવે છે. આ કામ પાણીથી માત્ર તેજ લોકો લઇ શકે છે કે જે સાયન્સ જાણે છે. લેકીન દરેક શખ્સ પછી ગમે તેટલો જાહિલ હોય. જાણવું જોઇએ કે તે પાણીથી પોતાની તરસ મટાડી જીંદગી જાળવી શકે છે. એવીજ રીતે મઝહબી અને રૂહાની જીંદગી કાયમ રાખવાને લીધે જે આબે હયાતની જરૂર છે તે દરેક શખ્સ અગર તે જાહિલ હો યા આલિમ, કુરાને મજીદમાંથી હાંસિલ કરી શકે છે. અલબત્ત જે શખ્સ વધારે આલિમ હશે તે એ દરીઆમાંથી વધારે મોતી હાંસિલ કરી શકશે. હમો એ જહાલતના દરીઆમાં પડેલા છીએ કે હમો આલિમ નથી અને હમો કુરાને મજીદ સમજવાને તાકત નથી, એના વાસ્તે હમારે કુરાને મજીદનો તરજુમો પઢવાની જરૂર નથી. આ બરબાદ કરવાવાળી ગલતી આ સબબથી હમોને કુરાને મજીદથી નાઉમેદ બનાવી રહી છે, અને હમારી મઝહબી અને રૂહાની હયાતનો ખાતિમો થઇ રહ્યો છે. જીદગી કાયમ રાખવાને લીધે જ્યાં સુધી જે ચીજની જરૂર છે ત્યા સુધી અને તેટલી હદે અલ્લાહ તઆલાએ તેને મેળવવાને આસાન કરી દીધી છે. હવા અને પાણી કેટલી સહેલાયથી મળી શકે છે, એવીજ રીતે ઇમાનની સલામતી અને રૂહાની જીંદગીને કાયમ રાખવાને માટે જે તાલીમની જરૂર છે ને કુરાને શરીફમાં ઘણી સાફ અને રોશન તરીકામાં મૌજુદ છે અને દરેક શખ્સ એનાથી ફાયદો ઉઠાવી શકે છે.

અગર હમોએ કુરાને શરીફનો તરજુમો અને મતલબ ન સમજ્યા તથા તે પ્રમાણે અમલ ન કીધું તો મરી ગયા પછી અલ્લાહ તઆલા સવાલ કરશે કે હમારા પેગામ કુરાને મજીદને

જે હમોએ હમારા હબીબે પાક સરવરે આલમ ફખ્રે દોજહાં રસુલે કરીમ સલ્લલ્લાહો અલયહે વસલ્લમની મારેફત તમારા તરફ રવાના કર્યા હતા તેને કેમ સમજ્યા નહિ અને તેમના ઉપર કેમ અમલ ન કર્યો ? ત્યારે એ જવાબ આપવા માટે તૈયાર થઈ જવું જોઇએ. કુરાને શરીફ એટલી કિતાબ છે કે ઝડપથી પઢવાવાળો હાફિઝ એક રાતમાં ખતમ કરી શકે છે. શું હમે હમારી આખી ઉંમરમાં એક વખત પણ એની મતલબ સમજી શકતા નથી ? કેવી ગફલત અને નાદાનીની વાત છે. અગર એક અઠવાડીઆમાં એક કલાક કુરાને શરીફનો તરજુમો પઢવાને ગુ-જારીએ તો આ કામ બહુ જલદી ખતમ થઈ શકે છે. બધા મુસલમાનોએ જાણવું જોઇએ કે આ નેઅમતથી મહરૂમ ન રહે. બીજું કુરાને મજીદની તાલીમ એવી છે કે એનાથી દીન અને દુનીઆ બંને મળે છે. જેવી રીતે હઝરાત સહાબા કિરામને મળ્યા હતા. આટલું બધું છતાં હમો કુરાને મજીદની તાલીમથી ગફલત કરીએ તો હમારાથી વધારે બદનસીબ કોણ હોઈ શકે. અલ્લાહ તઆલાથી દુઆ માંગીએ છીએ કે બધા મુસલમાન મરદો અને ઓરતો કુરાને મજીદનો તરજુમો અને મતલબ સમજે અને તે પ્રમાણે અમલ કરવાની તૌફીક આપે. આમીન સુમ્મા આમીન.

